# माहेश्वर विरह.

અનાથી પ્રસિદ્ધ કરનાર,

शेट. वल्लभदास पोपट.

દોહરા.

રે ઉડુ ગણ! આકાશના, રે રવિ! રે રાકેશ!
ગયા મહેશ્વર મહિ તજી, આંખ જણાવ વિશેષ. ૧
રે વ્હાલા વિદ્યારથી, રે બંધવ રે બાળ!
ગયા મહેશ્વર મહિ તજી, કરો રૂદન આ કાળ. ૨

इंद्र वज्राछंद.

રે જીવ જાવું મરિ ચેત ચોપે.
માયાની માયા નહિ કેમ લોપે!
સૌ મર્ણ પામે પણ એજ આપે,
સંસારમાં સુયશ રોપ રોપે. ૩

**અમદાવાદ મધ્યે:**

ખાડિયામાં અમરતલાલના મહાદેવમાં મહેતા પિતાંબરદાસ ત્રિભુવનદાસના હિતેચ્છુ પ્રેસમાં પટેલ જેસંગ મુળજીએ છાપ્યો.

આવૃત્તિ ૧ લી.

સંવત ૧૯૩૬—ઇ૦ સ૦ ૧૮૮૦

કિમ્મત ૩ આના.

# माहेश्वर विरह.

એટલે

બંદર મહુવાના પ્રખ્યાત મેહેતાજી માહેશ્વર ઇ-
ચ્છારામના સ્વર્ગવાસથી થતી દીલગીરીની
કવિતા.

બનાવી પ્રસીદ્ધ કરનાર

## शेठ वल्लभदास पोपट.

---

### दोहरा.

વિક્રમ ભોજ સમાનં બહુ, મુઆ મહિપ મહિમાય;
રામ કૃષ્ણ પણ નવ રહ્યા, કોઇ અમર નહિ આય. ૧
અમર રહે આ અવનિમા, પુસ્તકમા પંકાય;
પામ પિંડ વિનાશ યશ-વાસ વિનાશ ન થાય.

---

**અમદાવાદ.**

ખાડીઆમા અમરતલાલના મહોલમા 'હિતેચ્છુ,
પ્રેસમા પટેલ જેશંગ મૂળજીએ છાપી.

આવૃત્તિ ૧ લી.

સંવત ૧૯૩૬ સન ૧૮૮૦.

કિંમત ૩ આના.

# પ્રસ્તાવના*

૧. બંદર મહુવાના લોકપ્રિય મેહેતાજી માહેશ્વર ધરમારામે આ ક્ષણભંગુર સંસારનો ત્યાગ કરીને તા. ૪ થી ફેબ્રુઆરી સન ૧૮૭૯, એકાદશીને મંગળવારને દિવસે સ્વર્ગવાસ કર્યો, તેથી તેમની નિશાળના સર્વ શિક્ષકો, સમજુ વિદ્યાર્થીઓ, મિત્રો અને ગામના સર્વ મનુષ્યોને અત્યંત દિલગીરી ઉત્પન્ન થઈ; તથા આ માયાળુ મેહેતાજીના નાની વયમાં અચાનક મરણથી મારા અંતઃકરણમાં અતીશય અસર થવાથી આ કરૂણારસમય લઘુગ્રંથ કાવ્યમાં મેં યથામતિ રચ્યો છે.

૨ આ મેહેતાજી જ્ઞાતે ખેડાવાળ બ્રાહ્મણ હતા. તેમનો જન્મ ઉમરેઠમાં વિક્રમ સંવત ૧૮૯૬ માં થયો હતો. તેઓએ નાનપણથીજ ઉત્તમ કેળવણી લઈને આશરે અઢાર વર્ષના વયમાં કેળવણી ખાતામાં મેહેતાજીની નોકરી લીધી. તેઓ સંવત ૧૯૨૨ માં મહુવા બંદરમાં મેહેતાજીની જગોપર નીમાયા. આ વખત મહુવામાં માત્ર એકજ નિશાળ, અને તે પણ કેળવણી ઉપર લોકની રૂચી નહિ હોવાથી પડતી સ્થિતિમાં હતી.

૩ જ્યારથી એ મેહેતાજી આવ્યા ત્યારથી તેમનો મિલનસાર સ્વભાવ, તેમનું વાક્ચાતુર્ય, અને શીખવવામાં બેહદ બુદ્ધિ કૌશલ્ય જોઈને લોકોની અભિરૂચી કેળવણી ઉપર ઉત્તરોત્તર વૃદ્ધિ પામવાથી એ નિશાળ વિદ્યાર્થિઓથી સદા ભરપૂર અને ઘણીજ આબાદ થઈ.

૪ બીજાના અંતઃકરણમાં જ્ઞાન ઠસાવી દેવાની

અને પ્રત્યેક વિષયનો તાદ્દપ ચિતાર આપવાની આ મેહેતાજીમાં વિસ્મયકારક શક્તિ હતી. તેના હાથ તળે વિદ્યાધ્યયન કરવાથી ઘણા શિષ્યોએ લાભ મેળવ્યો છે, અને શિહોરના ટ્રેન મેહેતાજી જાદવજી મહાવજી, જે સોરાષ્ટ્રના સર્વ મેહેતાજી મંડળમા બુધિવાન્ ગણાય છે તે પણ પ્રથમ તેમના શિષ્ય હતા.

૫ તે મેહેતાજીએ પોતાની પદ્વિ ઉપર મહુવામા બાર વર્ષ રહી પોતાના આનંદી સ્વભાવથી નાનાથી તે મોટા સુધી સર્વ પુરૂષોનો ઘણોજ પ્રેમ મેળવ્યો હતો. તેથી તેમના મર્ણપશ્ચાત્ કેટલાક પુરૂષોએ તેમની નામના રાખવા સારૂં કાંઇ પણ કરવા નિશ્ચય કર્યો; અને છેવટ માસ્તર ડાહ્યાભાઇ વેણીરામ, રવિશંકર અંબાશંકર, પિતાંબરદાસ ગોવિંદરામ વિગેરે તેમના કેટલાક મિત્રોએ મેહેતાજી સાહેબનું સ્મર્ણ રહેવા સારૂ તેમના સંબંધી એક કાવ્યબધ્ધ લઘુ ગ્રંથ બનાવી પ્રસીધ્ધ કરવાની મને ભલામણ કરી ઉત્તેજન આપવા સ્વિકાર્યું.

૬ એ મેહેતાજીને અને અમારે નાત જાત વિગેરે કશો સંબંધ નથી; તેમજ આ પુસ્તક રચવામા બીજો કાંઇ સ્વાર્થ રહેલો નથી; તથાપિ જેણે અમને ઉત્કૃષ્ટ જ્ઞાનરૂપી દાન આપેલું છે, અને જેણે નીતિને અનુસરીને સર્વ ગ્રામસ્થ લોકોનો સ્નેહ સંપાદન કરેલો છે એવા મહત્પુરૂષનું મર્ણપશ્ચાત્ સ્મર્ણ રહેવા યથાશક્તિ પ્રયત્ન કરવું એ અમારો સર્વ શિષ્યોનો પ્રત્યુપકારક ધર્મ છે એવું સમજીને આ પુસ્તક પ્રસીધ્ધપણે વિદ્વાનો પાસે મુકવામા આવ્યું છે.

૭ કવિતામા જ્યાં એક વચન આવે ત્યા વિલાપ કરનાર કાવ્ય કરતા એકજ, અને જ્યા બહુ વચન

આવે ત્યાં કાવ્ય કરતા પોતે સર્વ શિરપોરૂપ પતિને કરે છે એમ સમજવું. કોઈ સ્થળે હસ્તદોષ, કાવ્યદોષ કિંવા અનુચીત અતિશયોક્તિ માલૂમ પડે તો સુજ્ઞ વાંચનારા સુધારીને વાંચતા તે ભૂલ ક્ષમા કરશે

મહુવા ચૈત્ર વદી ૧૧
વિક્રમ સંવત ૧૯૪૫ } લિ. શેઠ વલ્લભદાસ પોપટ.



# ઉપોદ્ઘાત.

## દોહરા.

પ્રભુ, પ્રસુ[1], ને પતિવ્રતા-માનિનિ, શાહક મિત્ર;
જ્ઞાન દાન દાતા ગુરૂ, પાંચે પૂર્ણ પવીત્ર. ૧
આ અસાર સંસારમાં, એનો અતિ ઉપકાર;
પાપ અપાર વિસારવે, નર ભામા પર ભાર. ૨
પાલન પોષણ પીંડનું, કરે પ્રભુ પ્રતિદીન;
ખિન્ન મટાડે દીનને[2], મીન[3] પ્રમાણે લીન. ૩
જનક જનેતા જન્મના-દાતા, દુખ દળનાર;
સાક્ષર[4] જન સેવા સજે, સમજીને સુખકાર. ૪
પતીવ્રતા જે પ્રેમદા, આપે અર્ભક[5] આપ;
પાપ ટળે સંતાપ સૌ, શાસ્ત્ર વિષે છે છાપ. ૫
ધંધ મચાવી ઢોંગથી, હણે બળતરા બંધ;
ભાઇ બંધ તે ભાળિયે, પ્રસરે કીર્તિ સુગંધ. ૬
જ્ઞાન નિધાન ગુરૂ દિયે, ભાન સાનનું દાન;
માન મળે મહાજનમાં, રહે ન નર નાદાન. ૭
એ ઉપકારી ઓળખ્યા, શિરોમણી સરદાર;
શ્રેષ્ઠ ગુરૂ પણ સર્વમાં, નિગમ[6] વચન નિર્ધાર. ૮
કાપે કાળ કરાળ તો, જે સત્વર[7] સંભાળ;
બ્રહ્મ બતાવે બાળને, સદ્ગુરૂ દીન દયાળ. ૯
એ પદ પંકજ[8] રજવડે, પામર પંડિત થાય;
અંધે અંધ ગમાર પણ, જે ચાતુર ચિત ચા'ય. ૧૦
પ્રત્યુપકારક ધર્મનું, ધરી હૃદયમાં ધ્યાન:

---

૧ માબાપ. ૨ ગરીબ. ૩ મચ્છ. ૪ વિદ્વાન. ૫ છોકરાં. ૬ શાસ્ત્ર. ૭ તત્કાળ. ૮ કમળ.

ગાવા ગુણ ગુરૂ તણા, કાવ્ય કરૂં કલગાનો[૧]. ૧૧
અતિશયોક્તિ આ કાવ્યમાં, કવિ કોવિદ[૨] જોજોય;
માફ માગું કરજોડીને, હૈયું હોઠે હોય[*]. ૧૨
નથી કર્યો અભ્યાસ મેં, કોઇ કવીની પાસ;
પઢ્યો ન લઘુ પિંગળ પુરૂં, પણ સૌ કવિનો દાસ.૧૩
પુસ્તક મારૂં પે'લું આ, અચૂક ચૂક હશેજ;
પણ સજજન કરશો ક્ષમા, અરજ કરૂં છું એજ. ૧૪

---

શર[૫] શશિ[૧] ગ્રહ[૯] શશિ[૧] સંવતે, કૃષ્ણ પક્ષ શુભકાર;
ભાદ્ર પદી એકાદશી, જન્મ દિવસ મમ ધાર. ૧૫
સુખ દાયક સૌરાષ્ટ્રમાં, ગુણ નિધિ ગોહિલવાડ;
ભાવનગર તેમાં ભલું, લક્ષ લડાવે લાડ. ૧૬
તે સુખ પ્રદ સંસ્થાનમાં, મહુવા મુખ્ય ગણાય;
જન્મ ભૂમિ મમ જાણજો, સજ્જન સર્વે ત્યાંય. ૧૭
દશા શ્રીમાળી વૈશ્ય હું, એ ઇશ્વરનો દાસ;
જેણે આ રચના રચ્યો, ખલક[૩] તણી બહુ ખાસ.૧૮



---

૧ કોકિલ સ્વર જેવું મધુર. ૨ વિદ્વાન. * હૈયાના વાત હોઠે આવેછે. ૩ સૃષ્ટિ.

# माहेश्वर विरह.

## मनहर छंद.

અરે આ આપત્તિરૂપી કયાંથી અતી અંધકાર?
આનંદ આદીત્ય આજ આથમ્યો જણાય છે;
કોક[1] રૂપી લોક કહે શોક તણા શ્લોક, મળી;
થોકે થોક મૂકે પોક શોક સમજાય છે;
શિષ્ય સરસીજ[2] પ્રફુલીત અતુલીત સર[3];
શાળામાંથી સુર[4] ગયે કંજ[5] કરમાય છે;
ગુણના નિધાન ગુરૂ ગંભીર ગયેલ જાણી,
પ્રીતિથી પાવક[6] જાગી ઉર અકળાય છે. 1

અર્થ:—અરે આ દુઃખ રૂપી ઘણું અંધારૂં કયાંથી? હર્ષરૂપી સૂર્ય આજ આથમ્યો જણાય છે; સૂર્યાસ્ત થવાથી ચક્રવાક પક્ષી ખેદ પામે છે, તેમજ ચક્રવાકરૂપી મનુષ્યો શોકની કવિતા બોલતાં એકઠા થઇને પોક મૂકે છે. વિદ્યાર્થી રૂપી બહુ ફુલેલાં કમળો, સુર્ય જવાથી નિશાળરૂપી તળાવમાં અતી ક્લેશ પામે છે. પછી અર્થ સ્પષ્ટ છે.

## मनहर छंद.

રવી રૂપ આપણામાં જ્યારે આ જળાય ભૂલ,
આથમ્યે આદીત્ય ચિત્ત હરખે ચકોરીનું;
વેરી વિભાવસુ[7] જવે વિનોદ વિરામ પામી,
થાય પ્રફુલિત પાન કુમુદ[8] કીશોરીનું;

---

1 ચક્રવાક પક્ષી. 2 કમળ. 3 તળાવ. 4 સર્ય. 5 કમળ. 6 અગ્ની. 7 સર્ય. 8 પોયણીની શાખા.

સ્નેહી અવસાન સમે સોમ મહા સુખ માને,
અપાર આનંદ પામે અંતર અઘોરીનું*;
ગુણના ભંડાર ગુરૂ સુરજ ગમન સુણી,
દાઝે દીલ દુષ્ટનું ને ધરમના† ધોરીનું. ૨

અર્થ:—સૂર્યનું રૂપ દેવામાં મોટી ભૂલ જણાય છે, કેમકે સૂર્યાસ્તથી ચકોર પક્ષી હર્ષ પામે છે. પોયણીની શાખાનું પાનડું પોતાના શત્રુ સૂર્યના જવાથી સુખ અને આરામ પામી પ્રફુલીત થાય છે. વળી મિત્રના અંત સમે ચંદ્ર ખુશી થઈ પ્રકાશીત થાય છે, અને અઘોરી બાવાનું મન ઘણુંજ હર્ષ પામે છે. પરંતુ ગુણના ભંડાર ગુરૂ રૂપી સૂર્યના જવાથી પાપી અને ધર્માત્મા બેઉનું અંતઃકરણ ખેદ પામે છે.

## मनहर छंद.

કોણ હવે કુટિલતા કપટ કઠોર કલેશ;
કુસંપ કંકાસ કષ્ટ તુરત તજાવશે;?
બચેની બળાપો બેવકુફી હરી, બહાદુર;
કોણ હવે બધી બાબત માંહી બનાવશે?;
બાળક વિચારી બાળ બુદ્ધિ હરી બાળપણુ-
બોધ દઈ કોણ બેશ મારગ* બતાવશે?;
વદે છે વલભદાસ વિમળ વિજ્ઞાન વડે,
વિવિધ વિપત્તિ વ્યથા¹ કોણ વીસરાવશે?. ૩

## इंद्रविजय छंद.

કોણ હવે કરશે સદ બોધ વિના રતિ ક્રોધ વિરોધ વિસારી;
કોણ હવે હરશે મન સંશય અંતર સુંદર જ્ઞાન ઉતારી?;
કોણ હવે હરખીત‡ બને મન વેમ વિકાર વિચાર સુધારી?;

---

* રાત્રે બાળક ચોરવા સુગમ પડે. † ધર્મ. * માર્ગ
૧ પીડા. ‡ હર્ષિત.

વલ્લભદાસ વદે પ્રગટી ઉર પાવક આ ગુરૂ વાંજ વિચારી. ૧

## मनहर छंद.

બરાબર બોધ બક્ષીસથી બાવરો મટાડી,
કોણ તર્ક બાતલ બિગાડથી બચાવશે?;
હિંમતથી હર્ષ આપી હૈડાની હબક હરી,
કોણ હાસ્ય રસે હવે હમેશ હસાવશે?;
મુઢમતી મુંઝવણ મટાડી મોહીત કરી,
મમતા મૈત્રીથી કોણ મજારે મચાવશે?;
વદે છે વલ્લભદાસ વિમાસું વારંવાર,
કોણ હવે બળતરા બળતી બુજાવશે?. ૫

## ईंद्रविजय छंद.

હે ગુરૂ ગંભીર ક્યાં મળશો પ્રિય પ્રીત ધરી મમ આ-
ગળ આવી?:

શાંતિ ઉરે કરવા પ્રિય બોકલ કોઇની સાથજ કેણ કહાવી:
વીરહ દુઃખ મટે ક્યમ ‡ વાલમ બુધ્ધિ વિષે ઝટ શોજ
બતાવી:
એજ ઉપાય કરૂં પછિ આખર બક્ષવસો બહુ ધોરજ
લાવી. ૬

## मनहर छंद.

સ્નેહ સંભારી સંભારી વધારી વિચારી જોતાં;
કેમ કરૂં વિસારીને એવા ઉપકારીને;
સાન ઉતારી[1] ઉતારી ભવથી ઉગારી ભારી,
ભારી[2] ભૂલ રાખુને નઠારીને ધિક્કારીને;
કષ્ટ ઠારી ચાલ વારી[3] નેહથી કરાવી ન્યારી,
મતી વિસતારી* સારી સુબોધ ઉચ્ચારીને;

‡ કેમ. * વિસ્તારી. ૧ ઠસાવી. ૨ દાટી. ૩ મના કરી.

શિષ્ય ધારીને સુધારી સ્તુતીને સ્વિકારી, ઠારી
છાતી, વેદના વિદારી સગુણે શૃંગારીને. ૭

## इद्राविजय छंद.

યાદ રહે ઉર આપી શિખામણ હાસ્ય રસે ખુબ ખુબ હસાવી;
કેમ બળે મન મુકી મમત્વ કૃતાર્થ કર્યા સદમાર્ગ બતાવી;
દુર રહે ખડ શત્રુ નિહાળી સુજ્ઞાનતણી સમશેર સજાવી;
હે ગુરૂ કેમ કરી ઉપકાર વિસારૂં *કુલેશ કૃશાનું ! બુજાવી. ૮

## मनहर छंद.

બુધ્ધિવડે બુધ[1] બની બુધ્ધિયા બનાવી બુધ,
કયો બુધ દીલ બુધ્ધિ દીપથી દીપાવશે!;
થઇ બોધક દે બોધ બોધથી બતાવી બધ,
કોણ હવે બોધ બોધક થઇ કસાવશે!;
શ્રેષ્ટ થઇ શ્રેષ્ટતા સંપાદી શ્રેષ્ટ બુધ્ધિવડે,
કોણ શ્રેષ્ટ જ્ઞાન સમશેરને સરજાવશે?;
કરણ કારણ સર્વ તરણ તારણ તેજ,
ધારણ દે કોણ ભય ભારણ ભજાવશે?. ૯

## ललित छंद.

અરર કારમો કોપ શો થયો!
અરર આતમા[2] ક્યાં ઉડી ગયો!;
પલક એકમાં પાડિ કાયરે,
ગુણિ ગુરૂ ગયા હાયહાયરે!. ૧
મરણું[3] આપનું સદ્ય[4] સાંભળી,
હૃદય રાત દી જાય છે બળી;
શરિરમાં બધે લાગિ લા'યરે,

---

* કુલેશ. ! અગ્નિ. ૧ જ્ઞાની. ૨ આત્મા. ૩ મર્ણું. ૪ ઝટ

ગુણિ ગુરૂ ગયા હાયહાયરે!. ૨
રૂદન બાપડાં બાળકો કરે,
સમરિ આપને આંસુડાં ભરે;
અવર[1] એ વિના ને[2] ઉપાયરે.
ગુણિ ગુરૂ ગયા હાયહાયરે!. ૩
ઉદક આજ સો બાગિરે પડી,
નિરખિ ચક્ષુથી ચીતચી ચડી;
જરૂર જોઇને જીવ જાયરે,
ગુણિ ગુરૂ ગયા હાયહાય રે!. ૪
સ્વપનમાંહે સદા આપ આકૃતી,
નિરખિને બનું આકળો અતી;
ધરર જોઇને કંપિ કાયરે,
ગુણિ ગુરૂ ગયા હાયહાય રે!. ૫
ખબર સ્વર્ગના પૂછું પ્રેમથી
ઉતરૂં દે નહીં કોઇ રીતથી;
ચકિત ચીત્તકું જોઇ થાયરે,
ગુણિ ગુરૂ ગયા હાયહાયરે!. ૬
કહું કહો તમે સૂખ દુઃખડું,
કયમ સુકે ગયું આપ મુખડું!;
તમ વિના બધા બો મુંજાયરે
ગુણિ ગુરૂ ગયા હાયહાયરે!. ૭
મુકિ ગયા તમે એકલા અને,
નથિજ ગોઠતું ગામમાં મને,
જમ સમાન સો ગામ ખાયરે,
ગુણિ ગુરૂ ગયા હાયહાય રે!. ૮
શ્રમિત બો થયો શોધિ આપને,

---

૧ બીજો. ૨ નહી. ૩ સ્વપ્ન. ૪ ઉત્તર.

પણ મળ્યા નહીં વસ્તિમાં મને,
મન સમાગમે નિત્ય આ'પરે,
ગુણિ ગુરૂ ગયા હાયહાય રે!. ૯
પણ હવે મળ્યા આપ આજરે
ભવ તણાં સર્યાં સર્વ કાજરે;
ક્યમ બન્યું કહો લાગું પાયરે
ગુણિ ગુરૂ ગયા હાયહાયરે!. ૧૦
બળતરા કરે મીત્ર મંડળી,
વિકળ થૈ[૧] કરે ચિત્તમાં બળી;
નથી હવે રહી મંન[૨] આયરે,
ગુણિ ગુરૂ ગયા હાયહાયરે!. ૧૧
ચકિત થૈ રહ્યા સર્વ શિષ્યરે,
થયું અજાણ્યું તો આ ભવિષ્યરે;
આગનિ[૩] કેમ આ ઓલવાયરે,
ગુણિગુરૂ ગયા હાયહાય રે!. ૧૨
પૂરજનો સદા શોક બૌ કરે,
સમરિ સ્નેહને આંસુડાં ભરે
વિરહની વ્યથા ના સમાયરે,
ગુણિ ગુરૂ ગયા હાયહાય રે!. ૧૩
વિકળ નીરખું સર્વ શીક્ષકો
મરણુ[૪] સાંભળીને પરીક્ષકો
દુખ ધરે કહી ના શકાયરે,—
ગુણિ ગુરૂ ગયા હાયહાય રે! ૧૪
રૂદન બૌ કરે પુત્ર પ્રેમદા,
મણિ વિના ફણી[૫] તર્ફડે સદા;
નયનથી નહીં નીરખાયરે,

---

૧ થઈ. ૨ મન. ૩ અગ્નિ. ૪ મર્ણ. ૫ સર્પ.

શુણિ ગુરૂ ગયા હાયહાય રે!. ૧૫
તરફડે વિના વારિ મચ્છરે,
જનનિ ગા વિના જેમ વચ્છરે;
વિધુ[1] વિના ચકોરી પિડાયરે,
શુણિ ગુરૂ ગયા હાયહાયરે!. ૧૬
તનય[2] આપનો જોઇ તમરે,
નવ પુછી શક્યો કાંઇ ક્ષેમરે;
અરર એ નહી વર્ણવાયરે,
શુણિ ગુરૂ ગયા હાયહાયરે!. ૧૭
સકળ પાસથી લાગી લાયરે,
મનુષ સર્વમાં હાય થાયરે;
અનળ[3] ધગધગી ધુંધવાયરે,
શુણિ ગુરૂ ગયા હાયહાયરે!. ૧૮
અરર સામું આ જોઇ શું રહ્યા,
અરર શું બધું વાંલ વીસર્યા!;
નથિજ બોલતા કેમ કાયરે?
શુણિ ગુરૂ ગયા હાયહાયરે!. ૧૯
સરવને[4] મળી શોક સૌ હરો,
સલિલ[5] છાંટિને શાંતરે કરો;
તમ વિના બધા બો મુંજાયરે,
શુણિ ગુરૂ ગયા હાયહાયરે!. ૨૦
ચકિત કેમ છો આપ આ પળે,
અમર તો નથી કોઇ ભૂતળે;
મરણ પામિયા[6] રંક રાયરે,
શુણિ ગુરૂ ગયા હાયહાયરે!. ૨૧
શુણિ વિલાપને ચાલતા થયા,

---

૧ ચંદ્ર. ૨ દીકરો. ૩ અગ્નિ. ૪ સર્વ. ૫ પાણી. ૬ પામ્યાં

બરકું તોય તે ના ઉભા રહ્યા:
પકડવા ઉઠ્યો તુર્ત ત્યાહરે[1],
ગુણિ ગુરૂ ગયા હાયહાયરે! ૨૨
ભડક આંખ ત્યાં ઉઘડી ગઈ,
ઝબક જાગિયો[2] શુધિ ના રહી;
ગુરૂ દિઠા નહીં પાસ ક્યાંયરે,
ગુણિ ગુરૂ ગયા હાયહાયરે!. ૨૩
સતત[3] સ્વપ્નમાં એમ આપદા,
રજનિ એક ને[4] ઊંઘ સૂખદા;
હૃદયમાં કદી ને રૂઝાયરે,
ગુણિ ગુરૂ ગયા હાયહાયરે!. ૨૪
વિમળ વાલિડા કેમ વીસરૂં,
રહિ ઉદાસ હું ફીકરે ફરૂં;
ધિરજ ઊરમાં ના ધરાયરે,
ગુણિ ગુરૂ ગયા હાયહાયરે!. ૨૫
ગુરૂ મને સદા બો વખાણતા,
કવિત સાંભળી ખૂશ બો થતા:
ક્યમ વહાલ એ વીસરાયરે,
ગુણિ ગુરૂ ગયા હાયહાયરે!. ૨૬
ક્યમ કહી શકું આપના ગુણો,
મતિ રહીત હું હે ગુરૂ સુણો;
સમરિ શીષ્ય આ ગુણ ગાયરે,
ગુણિ ગુરૂ ગયા હાયહાયરે!. ૨૭



૧ ત્યારે. ૨ જાગ્યો. ૩ સદા. ૪ નહી.

## માલિની છંદ.

અરર અરર આજે સુખ સુર્યાસ્ત પામ્યો,
વિપુલ[1] તિમિર વ્યાપ્યો દુઃખથી ના વિરામ્યો;
સ્વરગ[2] ગમન કીધું દઈ જંજાળ જાણી,
ગુરૂ ગુરૂ ગુરૂ બોલું નેત્રમાં પૂર્ણ પાણી.
મમ મૃદુ[3] ઉર માંહી ઘા પડ્યો મર્ણ કેરો,
સહન કરિ શકું શું તાણિયો[4] દુઃખ કેરો;
નિશદિન દિલ દાઝે ક્યાં કહું કઈ કાણી!,
ગુરૂ ગુરૂ ગુરૂ બોલું નેત્રમાં પૂર્ણ પાણી. ૧
ગમગિન હૃદય ગ્લાની[5] જનમાં[6] કોણ જાણે?,
કશક મરણ પામ્યા અંતરે કોણ જાણે;
પણ પ્રિય ક્યમ ભુલું આપ પ્રીતી પ્રમાણી,
ગુરૂ ગુરૂ ગુરૂ બોલું નેત્રમાં પૂર્ણ પાણી. ૩
શુધ[7] બુધ વિસરીને જોગીયંત દિવાનો,
વિકળ થઈ ફરૂંછે હું થયો તેમ છાનો;
મમ પર મમતાળુ ક્યાં મળો મેરં આણી?,
ગુરૂ ગુરૂ ગુરૂ બોલું નેત્રમાં પૂર્ણ પાણી ૪
સદય[8] હૃદય નિત્યે તો હતું આપનું બો[9],
કરગરિ કહું આજે ક્યાં જતું તે રહ્યું સૌ?;
સતત* સમિપ આવ્યો શીષ્ય પ્રીત પિછાણી,
ગુરૂ ગુરૂ ગુરૂ બોલું નેત્રમા પૂર્ણ પાણી. ૫
સરસ સુયશ માટે શુદ્ધ સાદાઇ ધારી,
સકળ મનુષ માંહીં મોહની મેખ મારી;

---

૧ ઘાડું. ૨ સ્વર્ગ. ૩ કોમળ. ૪ તાણ્યો. ૫ દીલગીરી. ૬ જન. ૭ શુધ્ધિ. ૮ દયાળુ. ૯ બહુ. * સદા.

અવતરિ અવનીમાં[1] મોજ માટે ન માણી,
ગુરૂ ગુરૂ ગુરૂ બોલું નેત્રમાં પૂર્ણ પાણી. ૬
સગુણ વિનય સાથે સર્વ સ્વાધીન કીધા,
અરરર કરિ એવું જેવટે છોડિ દીધાં;
હરનિશ હઇડામાં દુઃખ દે આજ હાણી,
ગુરૂ ગુરૂ ગુરૂ બોલું નેત્રમાં પૂર્ણ પાણી. ૭
હરષ[2] પ્રિય પમાડો દર્શો દોડિ આવી,
વિરહ અનળ આજે આપ આપો બુજાવી;
ગુણનિધિ ગુરૂ આજો તંત બાંધો ન તાણી,
ગુરૂ ગુરૂ ગુરૂ બોલું નેત્રમાં પૂર્ણ પાણી ૮
રસિક કવિત બોલી હર્ષ કોને પમાડું?,
સગુણ સદન[3] જાણી કુ[illegible] ક્યાં હું કાડું?;
ઉચિત[4] ધિરજ આપે કોણ દે શીખ શાણી?
ગુરૂ ગુરૂ ગુરૂ બોલું નેત્રમાં પૂર્ણ પાણી. ૯
પ્રથમ મધુર [illegible] બાંધિયો[5] પ્રેમ પાશે,
પણ પ્રિય [illegible] આવ્યા કષ્ટ તે કેમ જાશે?;
ધિરજ હૃદય મારૂં [illegible] તારૂં [illegible],
ગુરૂ [illegible] [illegible] બોલું નેત્રમાં પૂર્ણપાણી; ૧૦
[illegible] [illegible] કરતા ભાગિ કંપે,
સમરિ [illegible] નિત્યે ના કદી [illegible] જંપે;
છણ છણ છણ [illegible] છાપ છાતી છપાણી;
ગુરૂ ગુરૂ ગુરૂ બોલું નેત્રમાં પૂર્ણ પાણી. ૧૧
સતત સુમતી આપી કાયના કષ્ટ કાપો;
અમિત[1] અકલ વ્યાપી આપ એવા પ્રતાપી;
પણ વધિ તમ જાતાં કષ્ટ કેરી કમાણી,
ગુરૂ ગુરૂ ગુરૂ બોલું નેત્રમાં પૂર્ણ પાણી. ૧૨

---

૧ પૃથ્વી. ૨ હર્ષ. ૩ ઘર. ૪ યોગ્ય. ૫ બહુ.

સરર શરિરમાંગી સોંસરૂં બાણ સાલ્યું,
અધિક રૂધિર જાતાં બૌ વ્યથા વૃક્ષ ફાલ્યું;
શુણિ સનમુખ આવે! કીધ વીલાપ વાણી,
ગુરૂ ગુરૂ ગુરૂ બોલ્યું નેત્રમાં પૂર્ણ પાણી. ૧૩

## कुंडळिया दुमिला.

સ્મરણ કરી મન સર્વદા, સુખ પ્રદ શાંત સ્વભાવ;
હે ગરૂ જોઈ ભીલ થયો, આંગો તરિયો તાવ;
તરિયો નિત[1] તાવ ચડયો તનમાં,
પગ ભાગી પડ્યા ભયકે મનમાં;
સળગે દવ[2] અસ્થિ[3] તરૂ[4] વનમાં,
નિત ઝાળ વધે દીલ ડાપણમાં;
ગમતા ગન ત્યાગ કરે ધનમાં,
કૃશ[5] કાય બની અપશોચનમાં:
સુખદાન સ્વભાવ સદા જનમાં,
સમરી મન મોજ ગઈ ક્ષણમાં: ૧
મનગી સૌ મનમાં રહી, આવી[6] અચાનક દોર;
થઈ, દગાદાને ગઈ, અકી ગુણી ચિત[!] ચોર;
ચિત ચોરક ગુણી ગઈ પકડી,
બની નાગણ લક્ષ વિના લકડી;[*]
ફટકાવિ હર્યો જિવ આપિ હડી,
ગડિ છાતિ પરે નિરલજ્જ નડી;
રજની દિન રૈયત સર્વ રડી;
ભયભીત થઈ ઝટ ભોંય પડી:
પ્રિય પ્રાણ મને મળ એક ઘડી,

---

૧ નિત્ય. ૨ અગ્નિ. ૩ હાડકાં. ૪ ઝાડ. ૫ પાતળી
૬ સર્પ. ! ચિત્ત. * લાકડી.

મનની મનમાં રહી વાત વડી. ૨
નાશ નીરખી નેત્રમાં, નીર ભરે નરનાર:
હે ગુરૂ ગુપ્ત મળી મને, શાંત કરો સુખકાર;
સુખકારિ! વિચારી સુદાસ સદા,
મમતા મન રાખિ હતા સુખદા:
કરતા નિત નાયક ધર્મ અદા,
ગુણ શીખવતા ચુકતા ન કદા;
પરિ ત્યાગિ અરે પ્રિય આજ તદા,
કરિ કૂચ તજી દુનિયાં દુખદા;
નર નારિ રૂવે નહિ મુખ મુદા[1].
નિરખી નયને શિર લાગિ ગદા. ૩
અરરરર કાળો કેર આ, થરરર કંપે કાય:
ધરરરર દ્વનિ[2] શર[3] શરિમાં, સરરર સોંસરૂં જાય:
શર સોસરૂં શોણિત[4] ધાર વહે,
પ્રિય કયાં સુધિ પીડ શરીર સહે!:
અગની[5] થઈ આખર દીલ દહે,
જત લાગિ લગાર ન સૂખ લહે:
શતવાર મહેશ્વર નામ કહે,
રટતાં દિનરાત ઉદાસ રહે;
મળવું પ્રિય આતુર ચીત્ત ચહે,
બહુ કેર થયો ગણિ દુઃખ લહે. ૪
દયા ન ઉપજી દેવને, કાળ કુટિલ સરદાર;
રાંક રતનને ઓળવ્યું, અઘટિત કર્યું અપાર:
અઘટીત કરયું સમજાય મને,
સહુ[6] શોક કરે ગુરૂના ગમને[7];

1 પ્રસન્ન. 2 શબ્દ. 3 બાણ. 4 લોહી. 5 અગ્નિ.
6 સૌ. 7 જવાથી.

કહું કષ્ટ પ્રાણીજ કોણ કને ?
વિનવું બહુ વાર વિભુ તમને;
અતિ સુખી કરે પ્રભુજી તમને,
તમને[1] પણ કોણ હરે વચને ?;
ગુરૂ તેથીજ થાય પિડા અમને,
ઉપજી ન દયા દિલમાં જમને;
શશી વિના જયમ શર્વરી[2], જેમ નદી, વણ નીર;
અંધકાર ભાસે અતી, વીર ધરે નહિ ધીર;
નહિ વીર ધરે ધિર એ નિરખી,
મુખ જાય ક્ષુધાદિ જનુ[3] ભરખી;
મન ભાસતિ ડાકણ સો સરખી,
પિડ માતની લે જિવ ગેજ ભખી;
બતરીશ[4] ગુણો પ્રિયમાં પરખી,
ભલું ભક્ષ મળયું હર્ષે હરખી;
નિકળી ધરી ખપ્પર સાથ સખી,
જયમ[5] જામિનિ[6] ચંદ્ર વિનાજ ધખી[7]. ૬
હે ગુરૂ હે ગુરૂ હે ગુરૂ, મમ હૈડાના હાર;
હાય હાય મન થાય છે, સદગુણના શણગાર;
શણગાર ગુરૂ સદ ગુણ તણા,
ગણિ કેમ શકું નહિ કોઈ મણા;
ઉપકાર કર્યા ગુરૂ કોડ ગણા,
વિસરે કયમ[8] વા'લજ સર્વ જણા;
દિગ મૂઢ થયા જન આજ ઘણા,
જયમ શાર્દુલ[9] શબ્દ વડે હરણા;
નહિતો રિત એ ઝરણા મરણા,

---

૧ અંધારૂં. ૨ રાત્રી. ૩ જાણયે. ૪ બત્રીશ. ૫ જેમ. ૬ રાત્રી. ૭ કોપામાન થઈ. ૮ કયમ=કેમ ૯ વાઘ.

ગુરૂ હા ગુરે શબ્દ જપું હમણા. ૭

મણી વિના જ્યમ ફણિ અને, સ્વામિ વિના સ્ત્રી દીન[1];
ચંદ્ર વિનાજ ચકોરને, વારિ[2] વિના જ્યમ મીન[3];
જ્યમ વારિ વિના મિન ઝટ[4] મરે,
વિધુ[5] વિણુ ચકોરજ આંસુ ભરે;
મન મારૂં ચપ્રીત બધિય કરે,
કદિ દર્શન વીણ ન દીલ ઠરે;
નજરે રૂપ આપનું નિત્ય તરે,
મળવા ઉતકંઠિત[6] ધ્યાન ધર;
અતિ વલ્લભદાસ વિલાપ કરે,
મણિ વીણ ફણી જ્યમ નીત્ય ઝુરે. ૮

## कुंडळिया प्लवंगम.

કોને વંચાવું હવે, કવિતા કરી રસીક?;
કોણ સાંભળી પામશે હેતે હર્ષ અધીક?;
હેતે હર્ષ અધિક, હવે કોણ પામશે?;
કોણ કહે શાબાશ, ઉલટ નહી જામશે;
જ્યારે જીવ મુંઝાય, ?ધિરજ કોણ આપશે;
સર્વ સુધારી ચૂક, વંચાવ્યું જ્યાં હશે. ૧

પ્રિય પઢાવ્યો પ્રેમથી, સમજી શીષ્ય સુજાણ,
જ્ઞાન વધાર્યું વા'લથી, એક ન વાત અજાણ;
એક ન વાત અજાણ, કર્યો દૂર વે'મથી;
ઇશ્વરનું ઐશ્વર્ય, બતાવ્યું રે'મથી;
બાળ્યો ભેદ બચોત, ખુશી બહુ ક્ષેમથી;
અંતરમા અતિ ભાવ, પઢાવ્યો પ્રેમથી. ૨

---

૧ દયાપાત્ર. ૨ પાણી, ૩ માછલું. ૪ ઝટ. ૫ ચંદ્ર.
૬ ઉત્કંઠિત.

કેમ વિસારૂં પ્રીતડી, કેમ વરણવું વા'લ!;
કાવ્ય દેખિ ગોપાનિચે, હર્ષ થતો બહુ હાલ;
હર્ષ થતો બહુ હાલ, કવીતા જ્યાં જડી;
બંધાવી બહુ વાર, પ્રશંસા પાઘડી;[1]
પીડા પામું દીલ, દિવસ રાતે રડી;
મૂકિ ગયા પણ કેમ, વિસારૂં પ્રીતડી! ૩
સાબાશી બહુ આપતા, જોયા વધે ઉમંગ;
કવિતા શ્રવણે સાંભળી, થતું પ્રફુલ્લિત અંગ;
થાતું પ્રફુલ્લિત અંગ, ઉમંગી બહુ હતા;
સાક્ષર[2] સમજી શીષ્ય, ફુલાઇ બહુ જતા;
કોઇ કરે અપરાધ, કદી નહિ શ્રાપતા;
પુસ્તક પડવા બ્હાર, સાબાશી આપતા. ૪
ગોઠવવાં ગુરૂ ગ્રંથને, કરવા પછી પ્રસીધ;
આપી નિત[3] ઉસ્કેરણી, લાયક જાણી લીધ;
લાયક જાણી લીધ, પછી ઊર અંતને;
નીત્ય વધારિ વિશેષ, ખુશીયા ખંતને;
બોધ કરીને બેશ, બતાવ્યો પંથને;
ગોઠવવા શિખ દીધ, ગુરૂજી ગ્રંથને. ૫
કાયા તજિ નાગીવચે, માટે મનમું ઝાય;
નહિતો એ અચરજ નહીં, જેજાયું[4] તે જાય;
જે જાયું તે જાય; પિડા નવ પામિયે;
ઇશ્વરની એ રીત, ધિરજ મન રાખિયે;
હેડું નવરે'[5] હાથ, ગુરૂજી ને ગયે;
ત્યાગ કરયુંછે તુર્ત, વપુ[5] નાગી વચે. ૬
ગોઠે નહિ ગુરૂ ગામમાં, આપ વિનારે આજ;
ઝડ ઝડ ઝડ છાતી બળે, ક્યાં જઇ કાઢું દાઝ?;

---

૧ વખાણ રૂપી ૨ સમજુ. + નિત્ય ૪ જન્મ્યું ૫ શરીર.

આ જઈ કાહું રાજ, મનેમળશો કહી?;
ઉત્તર આપો આજ, તુરત આવું તહીં;
બાળુ ભૂત પિશાચ, નગર બાધા* મહીં;
આપ વિના રે આજ, ગુરૂ ગોઠે નહીં. ૭
હે ગુણનિધિ ગુરૂ શિરમણી, દેર થયો આ કાળ;
શીષ્ય રૂદનને સાંભળી, લ્યો સત્વર સંભાળ;
સત્વર લ્યો સંભાળ, સદા સેવક તણી;
હેડે હર્ષ વધાર, હળક સો જઈ હણી;
દયા દૃષ્ટિથી આજ, જુઓ મારી ભણી;
દેર થયો આ કાળ, ગુરૂ શીરો મણી. ૮
અધિક ગણ્યો મનમીત્રથી, રાખિ હૃદયમાં રે'મ,
હુંકારો કીધો નથી, ભૂલુ ભલપણ કેમ;
ભૂલુ ભલપણ કેમ, વહાલ વિચીત્રથી;
અંતર બહુ ઉભરાય, ચતુર ચરીત્રથી;
પાંડિત્ય પામ્યો આપ-પ્રતાપ પવીત્રથી:
રાખી રે'મ, અધીક, ગણ્યો મન મિત્રથી. ૯
સૂજાડી સન્મતિ વડે, રાય રંકની રીત;
હીત કરયું મન પ્રીતથી, શ્રેય[1] વિચારી ચીત્ત;
શ્રેય વિચારી ચીત્ત, સનેહ[2] કર્યો અતી;
ક્યારે કીધ ન ક્રોધ, કપટ રાખી રતી.
આપ જવાથી આજ, જુઓ મારી ગતી;
આખર છોડયો આમ, સુજાડી સન્મતી; ૧૦
આજ તમારી આકૃતી, દેખું સ્વપ્નામાંય;
ભણકારા વાગે ભલા, જાણે ઉભા આંય;
જાણે ઉભા આંય, રહે નીદ્રા જતી;
જ્યાં જાગુ ત્યાં ફોક, નથી ઊંઘ આવતી;

---

*બધા ૧ કલ્યાણ, ભલું. ૨ સ્નેહ.

એમ અહોનિશ વ્યર્થ, વ્યથા બહુ વ્યાપતી;
દેખુ સ્વપ્ના માંય, તમારી આકૃતી. ૧૧
તાપ હરણ ત્રિભુવનપતી, વિનવે વલ્લભદાસ;
હે વિશ્વંભર! હે વિભો!, પૂરો અંતર આશ;[1]
પૂરો અંતર આશ, વિચારીને કૃતી;
દાસ દુખો દળનાર, ઉતારૂં આરતી;
આપડ મુક્તી સૂપ, મહેશ્વરને અતી;
વિનવે વલ્લભદાસ, ત્રિભૂવનના પતી. ૧૨

# राग देशी.

હે માહેશ્વર મેહેનતે, મેલ્યું મનુષમાં માન;
નામારે જન સર્વદા, કાંય ઉપાય ન આન,[2] ગુરૂજી;
ઉપકારી ન આપ સમાન, ગુરૂજી;
આપ્યું ઉત્તમ અમને જ્ઞાન, ગુરૂજી;
હવે કેમ ગમે ગુલતાન?, ગુરૂજી. ૧
લીધું આવી કાળએ, ગયો તમારો જાન;[3]
મૂર્છિત થઇ મહિપર પડયો, એવું સાંભળી કાન; ગુરૂજી;
થઇ ભયભીત નાઠી ભાન, ગુરૂજી;
જાણે પકડીને આણ્યું બાન. ગુરૂજી;
હાય! મારા ગૂણ નિધાન, ગુરૂજી. ૨
જેમ ચકોરી તરફડે, વેરી થયે વિહાન;[4]
તેમ તુરત તે કાળમાં, ત્યાગ્યું સૌ ગાનતાન, ગુરૂજી,
એક લાગ્યું તમારૂં ધ્યાન, ગુરૂજી;
હતા સુખદુખ વાતનું સ્થાન, ગુરૂજી;
દિવ્ય દ્રષ્ટિનું દીધું દાન, ગુરૂજી. ૩
સૂયશ સંપાદન કર્યાં, ભાવનગર સંસ્થાન;

---

૧ આશા. ૨ બીજો. ૩ જીવ. ૪ સવાર.

નાના મોટા મનુષમાં, સૌની સાથ વિજ્ઞાન, ગુરૂજી;
વીંધ્યું દેશનું નઠ[1] નિશાન, ગુરૂજી;
ત્યાગ તુરત કરાવ્યું તોફાન, ગુરૂજી;
આપી મોક્ષ પિયુષનું[2] પાન, ગુરૂજી. ૪

શ્રેષ્ઠ શિષ્યને સ્નેહથી, સૌને આપો સાન,
પછી ઓપન ઉપદેશથી, દીધે વાધ્યો વાન, ગુરૂજી;
કર્યું સંશયનું સમાધાન, ગુરૂજી;
મદ હારક મહેર મકાન!, ગુરૂજી;
ગોઠે ગાન ન લાગે રાન, ગુરૂજી. ૫

સદમારગ[3] સૂઝાડિયો, જેના વિદ્યાથી વિશેષ;
ભવ સાગર સૌ જો તરે, આપ્યો એ ઉપદેશ, ગુરૂજી;
કાપી અંતર કલિત કલેશ, ગુરૂજી;
કોઈ કોઈનો ન કરે દ્વેશ, ગુરૂજી;
જ્ઞાન ગુપ્ત ન રાખ્યું લેશ, ગુરૂજી. ૬

જેમ સર્વ થયા એ સુખી, તેમ આપ ઉદ્દેશ;[4]
પંથ બતાવ્યો પાંસરો, બોધ આપીને બેશ, ગુરૂજી;
વિચારી મન કાળને દેશ, ગુરૂજી;
ચેતાવી ભવ ઠોકર ઠેશ, ગુરૂજી;
સદા શોભિત આપનો વેશ, ગુરૂજી. ૭

હિંમત હારી જાઉં છું, હૈયે રહે ન હોંશ;
એક ઉપાય સુઝે નહીં, કાઢું ક્યાં જઈ રોષ? ગુરૂજી;
કહું કોણનો આમાં દોષ? ગુરૂજી;
કોણ આજ આપે પરિતોષ?[5] ગુરૂજી;
ત્યારે માગી શું જોઉં જોષ? ગુરૂજી. ૮

પ્રસર્યો છે પરિતાપ બહુ, દગ દેખું સૌ ઠામ;
બાપ પછાડી પિંડ આ, જાણું દીધો ડાઘ, ગુરૂજી;

---

૧ નઠારૂં. ૨ અમૃત. ૩ સન્માર્ગ. ૪ મતલબ. ૫ સંતોષ.

ઊંઘ આવે ન આઠે જામ, ગુરૂજી;
કાંઈ સુઝે ન ઘરનું કામ, ગુરૂજી;
કરૂં આક્રંદ[1] આજે આમ, ગુરૂજી; ૯

ગમતી શુદ્ધ સ્વભાવથી, સંભારે સૌ ગામ;
રાત દિવસ રસના[2] રટે, માહેશ્વરનું નામ, ગુરૂજી;
હતા સતત[3] મમ સુખ ધામ, ગુરૂજી;
આપુજી રહી હૈડાની હામ, ગુરૂજી;
વેગે આવીને આપો વિરામ, ગુરૂજી; ૧૦

ક્ષણ ભંગુર મનમાં ગણું, સુખ દુખ પ્રદ સંસાર;
તોય તાદૃશ[4] દૃષ્ટાંતથી, ન જાય હાય વિચાર, ગુરૂજી
મારા આનંદના આધાર; ગુરૂજી;
જુઓ આંખે આંસુધાર, ગુરૂજી;
હાય! હેતુ હૈડાના હાર, ગુરૂજી; ૧૧

ક્રોધ કર્યો નહિ કોઈ દી, સદા તમે સુખકાર;
પણ આખર આવું કર્યું, પ્રિય! ત્યાગીને પ્યાર, ગુરૂજી
કેમ ભીતર ભુલું આભાર! ગુરૂજી;
કાઢ્યા મનથી વેમ વિકાર, ગુરૂજી;
પડ્યા ઉપર પાટુનો માર, ગુરૂજી. ૧૨

સ્વપ્ન વિષે પણ સાંભરે, આપ શરિર આકાર;
ધાક ધડાયે[5] ઘટ વિષે, કલ્પિત ક્રોડ પ્રકાર, ગુરૂજી;
જેનો વરણ્યે ન આવે પાર, ગુરૂજી;
જાઉં કેમ પિડોદધી[6] પાર? ગુરૂજી;
ગુણ ગાઉં હું વારંવાર: ગુરૂજી. ૧૩

---

૧ વિલાપ. ૨ જીભ. ૩ સદા. ૪ આબેહુબ. ૫ ધડાય.
૬ દુખનાં દરિઆ.

## मल्लिका छंद.

ઘડી ઘડિમાં ઘટ જે ગભરાય ભરાય ઘતાજળ આંખ વિષે,
અપાર વિચાર ઉઠે ઉરમાં ઉરમાં અગની※ પ્રકટી અતિશે;
અધિક ઉપાય કરે પણ આ ...ર જાય નહી દુખ અંતરનું,
અરે અતિ આ અઘટીત થયું મનમારણ‡ મોત મહેશ્વરનું. ૧
નિહાળી છબી નયને નિશદીન ગુરૂ! નયને અતિ આંસુ ભરે:
વિલાપ વળી કરૂં ક્રોડ વિધી પણ થાય અલોપ હું કેમ કરૂં!
સદા નિરૂપાય હું એમ, નહી દુખ એ દશકે દિન પંદરનું;
અરે અતિ આ અઘટીત થયું મન મારણ મોત મહેશ્વરનું. ૨
હવે અહિં આપ વિના ગુરૂ કોણ સદા મન સંશયને હરશે?
મતી કરશે નિત♁ નીર્મળ કોણ પિડા દૂર સૌ દિલની કરશે?.
નથી ઉર આશ① હવેજ કદી મુખ નીરખવા સુખ સાગરનું;
અરે અતિ આ અઘટિત થયું મન મારણ મોત મહેશ્વરનું. ૩
અરે! વિસરી ગુરૂ વા'લ હવે તજિ શોકર સૌ પડશે ફરવું;
બધું કરવું પડશે નિત કામ અને ઉરતો પડશે ભરવું;
ગતિ વિભુ કેરિ વિચીત્ર દિસે ન તજાયજ કામ કદી ધરનું;
અરે અતિ આ અઘટીત થયું મનમારણ મોત મહેશ્વરનું; ૪
સદા સમરી પ્રિય! પ્યાર પરંતુ અમે અહિં શોકરથી ફરશું;
સગુણ સદા સમરી તવ[1] નામ રહે ત્યમ* એ કૃત આદરશું;
તમારૂં થવા શુભ હે ગુરૂ, ધ્યાન સદા ધરશું પરમેશ્વરનું:
અરે અતિ આ અઘટીત થયું મનમારણ મોત મહેશ્વરનું. ૫

## हरिगीत छंद.

સૌ પોરજન[2] પોકાર પાડે હે હરી આ શું થયું!;
બહુ બાળકો રૂદન કરે અતિ અંબુ[3] આંખેથી વહ્યું;

---

※ અગ્નિ. ‡ જે જોઈ મન મરી જાય એવું. ♁ નિત્ય.
① આશા. * આશા. ૧ તમારૂ. ૨ પુરજનો. ૩ પાણી.

રે શોકમાં સૌ શીક્ષકો જે રત્ન ક્યાં ગયું આપણું!;
આ ગજબ શો આ ગામમાં થયું મર્ણ માહેશ્વર તણું! ૧
મહુવાનો મુખ્ય નિશાળની સંભાળયા શેવા સજી;
નાની વયે આ ગામમાં દુખદાય દુનિઆને તજી;
સૌ સાથ બાંધ્યો સ્નેહ જેણે હેત મેળવી સોગણું;
આ ગજબ શો આ ગામમાં થયું મર્ણ માહેશ્વર તણું! ૨
નિજ પદ્દિ ઉપર વર્ષ દ્વાદશ તે રહ્યા આ ગામમાં;
આનંદ આપ્યો ઉપજાને રહિ કુશળ નિજ કામમાં;
કીર્તી ન બદલી લેખિ લાયક માન આપીને ઘણું;
આ ગજબ શો આ ગામમાં થયું મર્ણ માહેશ્વર તણું!. ૩
બે દિવસનાં દુખ દરદમાં થઇ ભસ્મ તમ કાયા બળી;
નહિ પ્રથમ સાચું માનશે કો મરણ કાને સાંભળી:
જ્યમ! ઉભય* આંખે અંધ થાય લગાર પડવાથી કણું;
આ ગજબ શો આ ગામમાં થયું મર્ણ માહેશ્વર તણું! ૪
અવતાર માન્યો નહિ આખરે દેવા દિલાસો પુત્રને;
રહિ મનની[1] સૌ મનમાં આશા તજી ઘર સુત્રને;
ઝટ ક્ષણિક પિંજરને તજ્યું કંઇ વાર લાગી નહિ ક્ષણું;
આ ગજબ શો આ ગામમાં થયું મર્ણ માહેશ્વર તણું!. ૫
મન થાય હાય નિકાય[2] કંપે કાય થરરર આ ઘડી;
જીવ જાય ના રહિ ગાય ભાગ્યા પાય રજની દિનરડી;
દિલધાય દર્શન આ'ય ધીજ સહાય સંકટ શું બન્યું!;
આ ગજબ શો આ ગામમાં થયું મર્ણ માહેશ્વર તણું!. ૬
સૌ કામ ધામ વિરામ ભૂલી ગામમાં કંઇ ના ગમે;
દિલડામ આઠે જામ ભયભિત આમ થઇ ચિતડું ભમે;
વિશ્રામ નહિ કો ઠામમાં સુખપર પડયું ધબ ઢાંકણું;
આ ગજબ શો આ ગામમાં થયું મર્ણ માહેશ્વર તણું! ૭

---

! જેમ. * બેઉ. ૧ મન ૨ બહુ.

યારાજ! મુક્યો કાજ આજજ દાજ છે બહુ દિલમાં;
સુખ સાજ સાથે આજ ડુબ્યું જહાજ[1] શોક સલીલમાં;[2]
સુખદાય સિંધુ સ્નાન લીધું જ્યાં લગી હતું માગણું,
આ ગજબ થી આ ગામમાં થયું મર્ણ માહેશ્વર તણું! ૮

## इंद्रवज्रा छंद-

આ અસ્ત પામ્યો સુખ સૂર્ય આજે,
દુર્દૈવ દેખી દિલ દાડિ દાઝે;
ઓ કષ્ટદા[3] કંટક[4] ઉર કાટે[5],
માયાળુ માહેશ્વર મર્ણ માટે. ૧
શોભે ન ગામે ગુરૂ ગુણકારી,
ભુલાય ના ભાવ પ્રીતિ તમારી;
આનંદ ના થાય અતિ ઉચાટે,
માયાળુ માહેશ્વર મર્ણ માટે. ૨
નિશ્વાસ નાખું દિન રાત રોઇ,
આનંદદા આપ છબી ન જોઇ;
દાડી વધે ફીકર ઊર કાટે,
માયાળુ માહેશ્વર મર્ણ માટે. ૩
મીજાજ હંમેશ હતો હિતસ્વી,
સુશીલથી સદા થયા યશસ્વી;
આ દુઃખ સંતોષ સુખાદિ દાટે,
માયાળુ માહેશ્વર મર્ણ માટે. ૪
ખાવિંદ આ ખાદ પડી અમારે,
આ ગામમાં આપ જવાથી ભારે;
તૈયાર જાવા બહુ આપ સાટે,
માયાળુ માહેશ્વર મર્ણ માટે. ૫
આક્રન્દ[6] સ્નેહિ કરે ગતીએ,

---

૧ વહાણ. ૨ પાણી. ૩ દુઃખદાયક. ૪ કાંટો. ૫ કાપે. ૬ રૂદન.

આધાર એનો ભાગી પડયોરે, ભાસે ભયદ[1] નિશાળ,
કરોને મ્હેર કૃપાળુરે, દયા ધરી દિલ દયાળુરે. ૨
શિષ્ય પઢાવેલ, આપ પ્રતાપે, કેક થયા છે ન્યાલ:
ન્યાલ થવા જેને આશા હતી ઉર, તે રહ્યા અંતરિઆળ;
વ્યથા[2] શું તેની વરણવુંરે, અતીશે આવેછે રડવુંરે. ૩
આપ વિયોગે વિરહ વ્યથાનું, સંકટ સાલે ઉર;
કાળ્ય કરૂ જેમ, તેમ વધે છે, કષ્ટ અતીશે ક્રુર;
દયા તજી દીનને બાળેરે, કહો કોણ તાપને ટાળેરે?. ૪
લાયક જાણીને લક્ષ પ્રકારે, સારી શિખામણ દીધ;
પુસ્તક પ્રકટ કરાવવા સારૂ, રોજ ઉશ્કેરણી કીધ;
જેથી વધે કીર્તો મારીરે, હતી એ હોંશ તમારી. ૫
શિષ્ય સાબાશી એ માન ગુરૂને, એમ ગણી મન માંય;
હિંમત આપીને હોંશ વધારી, આણી ન ઇર્ષ્યા કાંય:
શુચિ[3] સદગુણ તમારારે, સદા સુખ દાયક સારારે. ૬
પુસ્તક જો હવે પ્રકટ કરૂં તો, કોણ કહે !સાબાશ?;
અન્ય[4] સાબાશી આપશે તો પણ, એવો ન થાય ઉલ્લાસ,
જેવો ગુરૂ હર્ષને જોઈરે, રહું રજની-દિન મોહીરે. ૭
ગામ વિષે મને ગોઠે નહી કદિ, આપવિનારે આજ;
મળવા માટે આવો મલપતા, બોલવો અંતર દાજ,
નથી મન રે'તું મારૂં રે, જપુછઉં નામ તમારૂંરે. ૮
ઓરિયો એકકે વાતનો વીત્યો ન, મનની રહિ મન માંય;
આમ જશો એ ધારત આપ્યું, અમને મૂકીને આંય,
કહું કયા કષ્ટની કાણીરે?, ઉમળકો અંતર આણીરે. ૯
હે ગુરૂ દાડી દુ:ખ સમયમાં, દીલ દિલાસો દેનાર;
આપ વિના હવે દેખું ન કોય, નોધારાના આધાર,[5]

---

૧ ભયંકાર. ૨ પીડા. ૩ પવીત્ર. ૪ બીજા. ૫ દિલાસો દેનાર ગયા, એટલે એ વિષયમાં નિધાર થયા. એવા

ગઈછે ઓથ અમારી રે, ગયા ગુરૂ વા'લ વિસારીરે. ૧૦
જુવાનીમાં જર જાળવ્યું ઝાઝું, સર્વ વિસારી વિલાસ;
જાણે જરાવસ્થાએ ભોગવશું, અંતર એવી આશ,[1]
રહી એ આસા અધૂરી રે, ગયા આગને અહિં પૂરીરે. ૧૧
ભોગવવા સમે ભાગિ ગયારે, મૂકીને માયા માલ;
લક્ષ્મીનો કાંઈ લાભ ન લીધો, કરિને ન આપો બાળ,
વહે જળ ધારા જાણેરે, પડે પરજન્યરે[2] પ્રમાણેરે. ૧૨
પુત્ર તેડાવી પોતાની પાસે, ધંધો કરાવા ચા'ય;
ધીરજગા એમ ધારયું હતું પણ, ધારયું ધણીનું થાય,
હવે શું મરછા એવી રે!, પડે કદિ ખબર શેની રે. ૧૩
હે ગુરૂ જમશ હું કેમ કરીને, પીડ પયોધી પાર!;
આંખો અમારી ઓડે ગઈરે, ત્યાંય આંસૂની ધાર;
પડે નહીં બંધ ઓ ધારારે, ગુરૂ આધાર અમારારે. ૧૪

## चोपाया छंद.

સદ્ગુણ ગામી એકન ખામી, હે ગુરૂ બહુ જશ નામી!;
મન વિશ્રામી હોંશ હરામી, આપે હવી નકામી;
પ્રીતી પામી વ્યાધી વામી, અંગિકારી આજી;
હે ગુરૂ ગુણ મંદિર ક્યાં મળશો, માહેશ્વર મ્હેતાજી?. ૧
ગન કાયરતા હરદમ હરતા, ધીરજ ધરતા ફરતા;
દિલે ન ડરતા સત્ય ઉચરતા, યશ સંપતિ સંઘરતાં;
નથી વિસરતા નજરે તરતા,* સ્વપ્નામાંય વિરાજી;
હે ગુરૂ ગુણ મંદિર ક્યાં મળશો, માહેશ્વર મ્હેતાજી?. ૨
અનિ અનીતી આણી નીતી, રાખી પ્રીતિ પ્રતીતી;
સાંભળિ વીતી આ આપતાં, હરો ભયંકર ભીતી;

---

નોધારા જે અમે, તેમને આપ વિના આધાર બીજા કો-ઈનો દેખતા નથી. ૧ આશા. ૨ વર્ષાદ. * તરોછો.

સામી જતી જેથિ સુ કીર્તી, ગામવિષે રહિ ગાજી;
હે ગુરૂ ગુણ મંદિર ક્યાં મળશો, માહેશ્વર મ્હેતાજી?. ૩
પ્રીત પ્રમાણી અંતર આણી શાણી ચાલ વખાણી;
માજ ન માણી કરિસુખ લાણી સંચરિ કીર્તિ કમાણી;
હૈ હાણી કષ્ટદ કાણી-ક્યાં કહું હાર્યો બાજી?;
હે ગુરૂ ગુણ મંદિર ક્યાં મળશો, માહેશ્વર મહેતાજી?૪
જખમી જાણી પ્રેમ પિછાણી, છાંટો શીરપર પાણી;
ગુણ વખાણી સુજસ ખાણી[1] બલિહારે મમ વાણી;
વાતન તાણી તંત કરીને પ્રસરી પ્રતીષ્ઠા જનમાં;
હે ગુરૂ ગુણ મંદિર ક્યાં મળશો, માહેશ્વર મ્હેતાજી?. ૫
કષ્ટજ કાપી ધીરજ આપી, એવા આપ પ્રતાપી;
શિર કર સ્થાપી ટાળ્યો પાપી, ઉર સાલે અદ્યાપી;
વ્યાધિ વ્યથા તે તૂરત ટાળી, રૈજ રહીને રાજી;
હે ગુરૂ ગુણ મંદિર ક્યાં મળશો, માહેશ્વર મ્હેતાજી?. ૬
તત્વ તપાશી ઈશ ઊપાસી કર્યા દઈ શિખ ખાસી;
નાશી અવિદ્યા ફીકર ફાંસો કદાપિ થાય ન હાંસી;
હરો ઊદાસી હે ગુણ રાશી જાય દાડિ દિલ દાજી;
હે ગુરૂ ગુણ મંદિર ક્યાં મળશો, માહેશ્વર મ્હેતાજી? ૭
જશ વિસ્તરવા હરકત હરવા, મન ઠરવા ભવ તરવા;
પાર ઉતરવા સદ્ગુણ ગરવા, ભરવા, ભાવથિ ઉગરવા;
આપ શિખામણ અંતર ધરતો, કાં જાણી કાં તાજી;
હે ગુરૂ ગુણ મંદિર ક્યાં મળશો, માહેશ્વર મહેતાજી?. ૮
સુક સુધારી વિનય વધારી સંતત છાતી ઠારી;
કરૂણાકારી અતિ ઉપકારી, બલિહારે મન મારી;
આથા વિચારો છાંટો વારી, બાળક પાસ બિરાજી;
હે ગુરૂ ગુણ મંદિર ક્યાં મળશો, માહેશ્વર મહેતાજી?. ૯

---

૧ ખાણ.

ધર્ય આપું પણ ધૈર્ય ધરે નહિ, કોઈ રિતે મન મારૂં;
કહું ક્ષણ ભંગુર આ સર્વ છે, નહિ મારૂં નહિ તારૂં;
મર્ણ ભમે છે સૌને માથે, રહું સન્મારગ[1] સાજી;
હે ગુરૂ ગુણ મંદિર ક્યાં ગયા, માહેશ્વર મહેતાજી?. ૧૦

## गीति छंद.

ગુરૂ ગુરૂ ગુરૂ ગુરૂ બોલું, હે ગુરૂ આવી મને મળો આજે;
એકકે વાત ન સુજે, દાડિ દિલડું બહુ બહુ દાઝે. ૧
અગ્ની વિરહ વિયોગી, ઝડ ઝડ જ્વાળા અહીં ઉરે લાગી,
જ્યાં જોઉં છું જાગી, મૃત્યુ માગી ગયા મને ત્યાગી. ૨
હાય હાય મન થાયે[2], ભાગ્યા પાય ન આય રહી મનમાં;
ધીરજ મન નવ ધરે, પ્રકટી પાવક પિડા ત્રિવિધતનમાં. ૩
સ્નેહ ઘણો સંભારૂં, રાત દિવસ મન શોક કરે મારૂં;
કેમ હું વાલ વિસારૂં, ગુણી ગુરૂને સદા સુખદ ધારૂં. ૪
હાય હવે નહિ આવો, એમ કહું ત્યાં હૃદય પડે ફાટી;
મળવાની મન આશા, નમળે મર્ણ થયા તમે માટી.[3] ૫
દિલમાં દયા ધરીને, શોક તણી કરિ સમાગમે શાંતી.
ભય ભિત ભાળી ભ્રાતા, ભય ભાગીને[4] બધી હરો ભ્રાંતી. ૬
નિદ્રામાં નિત[5] નિરખું, આપ આકૃતી ભવ્ય અતી ભાસે;
જાણે આવી ઉભા, શોક શમાવા પ્રેમ સહિત પાસે. ૭
બની આકળો ઉઠું, પુછવા પ્યારા ખબર બધા તમને;
નાસો છો નિત ત્યારે, હે ગુરૂ નાયક વિના વ્યથા અમને. ૮
થાકી લોથ બનું છું, અંધારામાં પછી અતી શોધી;
ધીરજ મનમાં ધારૂં, રાત દિવસ મમ હૃદય અતી બોધી. ૯
નિશ્વાસો હું નાખું, એમજ નિત્યે નિરાશ થઈ મનમાં;
આપિ હાથમાં આજે, ઝુંટી લીધું કહું કશું જનમાં!. ૧૦
પાત્ર વિષે પિરશીને, એવી રીતે સદા લહો ઝુંટી;

---

૧ સન્માર્ગ. ૨ થાય ૩ ધૂળ. ૪ દાટીને. ૫ નિત્ય.

અગણી થાય બળતરા, ચીંતા ચિતકું ખાય સદા ચુંટી. ૧૧
હાય હવે શું કરવું, મરવું કે મન વિશે બળો રે'વું;
અન્ય ઉપાય ન એથી, સંકટ સંતત ધિરે ધિરે સે'વું. ૧૨

# लावणी.

("ગોપીચંદવીર, જોગી હુવારે કોણ કારણ!" એ દેશી.)
ગુરૂ ગુણ ભંડાર, ગયા તજીરે પરમ પ્રીતડી. એ ટેક.
કેમ કરીને વા'લ વિસારૂં, વાત કરૂં વિસ્તાર;
એકકે વાત ઉપાય ન સૂજે, પિડા અપરમપાર;
રે ગુરૂ ગુણ ભંડાર, ગયા તજીરે પરમ પ્રીતડી. ૧
સ્નેહ તમારો સંભારૂં તો, આંખે આંસુ ધાર;
દાવાનળ લાગ્યો મમ દિલમાં, પાડું ક્યાં પોકાર?
રે ગુરૂ ગુણ ભંડાર, ગયા તજીરે પરમ પ્રીતડી. ૨
ભાવ ધરી ભ્રમનાને ભેદી, એ અનુપ ઉપકાર;
આજ ગઈ છે આશા ઉડી, હતો સદા આધાર;
રે ગુરૂ ગુણ ભંડાર, ગયા તજીરે પરમ પ્રીતડી. ૩
અલિખ નીસર્યા સત્વર છોડી, ક્ષણભંગુર સંસાર;
શોક કરે સગા સુત સ્નેહી, ન કર્યો કાંઈ વિચાર;
રે ગુરૂ ગુણ ભંડાર, ગયા તજીરે પરમ પ્રીતડી. ૪
હર્ષ પમાડો હેત ધરીને, સૌ હરકત હરનાર;
લઘુતા લાધી લક્ષ પ્રકારે, ગાયો લક્ષ લગાર;
રે ગુરૂ ગુણ ભંડાર, ગયા તજીરે પરમ પ્રીતડી. ૫
અરે થયું અઘટીત ક્યાંથી, આપ શોચન થાય અપાર;
છેક કુચ્યો તે કેમ જઈ, શકું પીડ પયોદધિપાર!
યે ગુરૂ ગુણ ભંડાર, ગયા તજીરે પરમ પ્રીતડી. ૬
દુઃખ દધીમાં દેખી ડૂબતો, લ્યો શેવકની સાર;
એક ઘડી દર્શન દઈ કરજો, સંકટનો સંહાર;
રે ગુરૂ ગુણ ભંડાર, ગયા તજીરે પરમ પ્રીતડી. ૭

કલેશ કપટ કંકાશ તજાવ્યો, સુખપ્રદ શિખ દેનાર;
ગુણ ગણાવું ગુરૂ કેટલા! વેગે કરજો વાર;
રે ગુરૂ ગુણ ભંડાર, ગયા તજીરે પરમ પ્રીતડી. ૮
વિરહ વન્હિ[1] ઝડઝડ તનરૂપી તૂલ[2] વિષે અંગાર,
વ્યથા વાયુના વાય ઝપાટા, બાળી ભસ્મ કરનાર;
રે ગુરૂ ગુણ ભંડાર, ગયા તજીરે પરમ પ્રીતડી. ૯
પડે નેત્રથી નીર અમળમાં[3], જાય ઠરી તે ઠાર;
એમ અહોનિશ ચાલ્યું જાય છે, શું કહું વારંવાર;
રે ગુરૂ ગુણ ભંડાર, ગયા તજીરે પરમ પ્રીતડી, ૧૦

## सवैया एकत्रीसा.

અરે મહેશ્વર ચાલિ નીકળ્યા, મૂકિ એકલા અમને યાર;
એક ઘડીકા વા'લ ન વિસરૂં, હાય થાય મન માંય અપાર;
આખર આવું કરવું હતું તો, શીદ પ્રથમ બાંધ્યો બહુ પ્યાર;
સ્વર્ગ ગમન કર્યું હે ગુરૂ ગંભિર, છોડી સંકટ મય સંસાર. ૧
લક્ષ પ્રકારે લાડલડાવ્યા, લાયક દઇ આચાર વિચાર;
ભણતર ગણતર સર્વ ભણાવ્યું, દઇ આશ્રય અતિશય આધાર;
કેમ કરી હું, કહો વિચારી, વિસરૂં વાલમ! એ ઉપકાર!
સ્વર્ગ ગમન કર્યું હે ગુરૂ ગંભિર, છોડી સંકટ મય સંસાર. ૨
શાળા ગુરૂની પદ્દી ઉપર, થયા થશે નર અન્ય અપાર;
પણ મહેશ્વર નીપજવા નથિ, વાત કહું શું વારમવાર;
સુખ દાયક લાયક સૌ વાતે, નાયક શાંત સગુણ શણગાર;
સ્વર્ગ ગમન કર્યું હે ગુરૂ ગંભિર, છોડી સંકટમય સંસાર. ૩
કંપે કાયા હાય થાય ઉર, ભાગ્યા પાય ન આય લગાર;
આય ચિત્ત દગ[4] ધાય નિરખવા, જોઇ જાય જિવ સુખદેનાર;
હાસ્ય રસે મન હર્ષ વધાર્યા, હરદમ હરકતના હરનાર;
સ્વર્ગ ગમન કર્યું હે ગુરૂ ગંભિર, છોડી સંકટમય સંસાર. ૪

---

૧ અગ્નિ. ૨ રૂ. ૩ અગ્નિ. ૪ આંખ.

સંકટ સાથે સદા સર્વદા, સાંભળજો શિરમણિ સરદાર;
રાત દિવસ મમ રસના[1] રટતી, હે ગુરૂ ગુરૂ પાડી પોકાર;
હાક મારૂં પણ નહિ હોંકારો, પડ્યા ઉપર પાટુનો માર;
સ્વર્ગ ગમન કર્યું હે ગુરૂ ગંભિર, છોડી સંકટ મય સંસાર. ૫
વિમળ વિનોદ વિલાસ વધારી, સદા વિદારી વેમ વિકાર;
પરમાનંદજ પ્રાપ્ત કરાવ્યો, પ્રતિદિન પ્રેમ પિયુશ[2] પાનાર;
કરૂણા કરિ ઉર કપટ કુટિલતા, કષ્ટ કાપિયાં[3] ક્રોડ પ્રકાર;
સ્વર્ગ ગમન કર્યું હે ગુરૂ ગંભિર, છોડી સંકટ મય સંસાર. ૬
ગામ સ્મશાન સમાન ગમે નહિ, હે ગુરૂ મમ હૈડાના હાર;
ભૂત પ્રેતને ડાકણ દેખું, વાળે મમ મન સુખ સંહાર;
ભાળું ચોયદશ આગી ભડકા, ભયભિત થઊં ભાળી ભયકાર;
સ્વર્ગ ગમન કર્યું હે ગુરૂ ગંભિર, છોડી સંકટ મય સંસાર. ૭
આપ વિના આરામ ન પામું, મમ ચિત[4] અકિત ન પામે પાર;
આ ગુરૂ આવ્યા એમ અહોનિશ, વાગે છે ભીતર ભણકાર;
હાથ રહે નહિ હૈડું તેથી, આંખ વિષે આંસુની ધાર;
સ્વર્ગ ગમન કર્યું હે ગુરૂ ગંભિર, છોડી સંકટ મય સંસાર. ૮
સ્નેહ વધાર્યો સ્નેહ કરીને, સ્નેહીમાં સંતત સુખકાર;
સ્નેહવડે હું શોક કરૂં છઊં, હે સ્નેહી! હાની હણનાર;
સ્નેહ ભુલ્યા કાં સ્નેહી થઇને, સ્નેહ નહી હું વીસરનાર;
સ્વર્ગ ગમન કર્યું હે ગુરૂ ગંભિર, છોડી સંકટ મય સંસાર. ૯
સરસ બોધથી સરસ બનાવ્યો, સરસ સુયશ જનમાં લેનાર;
સરસ કામ કરિ સરસ મનુજમાં, સરસ કીર્તિ મય વાધ્યો[5] કાર.
સરસ શબ્દથી સરસા[6] કાવ્ય કરૂં, શુણો સરસ ગુરૂ સુખ કરનાર;
સ્વર્ગ ગમન કર્યું હે ગુરૂ ગંભિર, છોડી સંકટ મય સંસાર. ૧૦

---

૧ જીભ. ૨ અમૃત. ૩ કાપ્યા. ૪ ચિત્ત. ૫ વધ્યો.
૬ રસીક.

## દોહરા. (પ્રશંસા)

કર્યા કૃતારથ સાનદર્શ, એ ઉપકાર અનન્ય[1];
રાખ્યા રાજી રાતદી, ધન્ય મહેશ્વર ધન્ય. ૧
મહુવા મુખ્ય નિશાળમાં, આપ સમાનજ અન્ય;
થયા નથી થાવા નથી, ધન્ય મહેશ્વર ધન્ય. ૨
સ્નેહ સર્વ સાથે સદા, અનુપમ અન્યો અન્ય;
વિનય વિવેકે વશ કર્યા, ધન્ય મહેશ્વર ધન્ય. ૩
વે'મ વિચાર વિકાર સૌ, પંડે કર્યા પતંન[6];
પ્રજ્ઞાદિત્ય[2] ઉદય કર્યા, ધન્ય મહેશ્વર ધન્ય. ૪
લાજ વધારી લક્ષથી, સંભારે સૌ જંન[6];
લાયક થઇ લાયક કર્યા, ધન્ય મહેશ્વર ધન્ય. ૫
દર્પ[3] નહી દોલત થયે, સકળ સગુણ સંપન્ન;
રહ્યા સદા સાદાઇથી, ધન્ય મહેશ્વર ધન્ય. ૬
ભણતરથી ભણતર વિષે, કરવા કહી મનંન[6];
કર્યા કુશળ કૌશલ્યથી, ધન્ય મહેશ્વર ધન્ય. ૭
દાહ નહી દિલ કોઇથી, કદી ન મલાલી[4] મંન[6];
સંતત સંતોષી રહ્યા, ધન્ય મહેશ્વર ધન્ય. ૮
વિદ્યા વિનય વિવેકનું, સાંપડિ સુખદ[5] સદંન[6];
દીવ્ય ચક્ષુ દીધાં તમે, ધન્ય મહેશ્વર ધન્ય. ૯
નગર તણાં નરનારિઓ, જાણે તનમન ધંન[6];
બાળ જાય બલિહારિ સૌ, ધન્ય મહેશ્વર ધન્ય. ૧૦
મહુવા કરશું મમતા ધરી, દ્વાદશ વર્ષ વતંન[6];
કામ બજાવ્યું બુદ્ધિથી, ધન્ય મહેશ્વર ધન્ય. ૧૧
મહુવાના [illegible], હરિને કીરતી કથંન[6];
સંભારેછે સર્વદા, ધન્ય મહેશ્વર ધન્ય. ૧૨

---

૧ જેના જેવા બીજાતે નહિ. ૨ પ્રજ્ઞા = બુદ્ધિ. આદિત્ય = સૂર્ય. ૩ ગર્વ. ૪ ખેદ. ૫ ઘર. ૬ પતન, જન, મનન, મન, સદન, ધન, વતન, કથન.

## राग परज.

મહેશ્વર સ્નેહ સંભારીરે, બળે બહુ છાતી અમારીરે. (ટેક).
સદ્ગુણ શોધક અવગુણ રોધક[1], બોધક બુદ્ધિ નિધાન;
ગંભિર ગર્વ રહીત ગુરૂજી, સંતોષી સાધુ સમાન. મહેશ્વર૦ ૧
ભૂમિથી ભાલાં નિકળ્યાં અચાનક, ઉલ્કાપાત અપાર;
મર્ણ તમારૂં નીરખી નયને, દડદડ આંસુ ધાર. મહેશ્વર૦ ૨
હાય અમારા હેઠા પડ્યાને, ભાગિ પડ્યા અમ પાય;
ઓથ અમારી આજ ગઇરે, વિરહ વશુંભો થાય. મહેશ્વર૦ ૩
મન! અમારે માળવો તુટ્યો, કીધો કાળો કેર;
ઝડઝડ જ્વાળા અંત ઉઠી, જગત થયું મન ઝેર. મહેશ્વર૦ ૪
ભારે ભયંકર ભેખ[2] ધરીને, ફરે નિત્ય નિશાળ;
આભાસ એવો થાય અમોને, ઉરે ફીકરનો કાળ. મહેશ્વર૦ ૫
સાદે સ્વાંગ[3] શોભીત શરીરે, હાસ્ય વિનોદી વદંનાં;
સ્વપ્ન વિશે પણ સાંભરી આવી, હર્ષ પમાડે પતંનાં. મહેશ્વર૦ ૬
આપ વચન પ્રિય પીયુશ[4] જેવાં, સાંભળતાં સુખ થાય;
યાદ આવ્યાથી આજ અરેરે, કંપે અમારી કાય. મહેશ્વર૦ ૭
વાત વિષે રસ વાપરનારા, હાસ્ય રસે તો હદ;
ખોટ પડીછે આજ અમારે, મટ્યો અમારો મદ. મહેશ્વર૦ ૮
અંતરની આગ ઓલવનારા, સુખ દુખ વાત વતંનાં;
કષ્ટ કાણી હવે કયાં જઇ કહીએ, કેમ મનાવિયે મંનાં? મહેશ્વર૦ ૯
હિમત આપી હોંશ વધારી, જ્ઞાન મેળવવા માટ;
જ્યારેજ્યારે મન મુંજાઇ જાતું, આપે ટાળ્યા ઉચાટ. મહેશ્વર૦ ૧૦
પાંડિત્ય આપી કીધા પાવરધા, રાખ્યું ન ભીતર ભીન;
આભાર એ કેમ વીસરી જઇએ, ચિત્ત અમારૂં ખીન. મહેશ્વર૦ ૧૧

---

૧ રોકનાર ૨ વેશ ૩ પોશાક ૪ અમૃત ૫ વદન, પ-વન, વતન, મન

નિત્ય આનંદી નમ્ર નમૂનો, સુખ પ્રદ શાંત સ્વભાવ;
પ્રીતિનું પાત્ર પ્રમાણિક પંડિત, ડા'પણના દરિઆવ. મ૦ ૧૨
જે જન સાથ સમાગમ કીધો, બેશી ઘડી બે ચાર;
સંભારતા હશે આજ સરવએ[1], કીધ સફળ અવતાર. મ૦ ૧૩
નિશાળ સારા પાયાપર આવી, જેના શ્રમેથી સાર;
વિદ્યા વધારી વિવિધ પ્રકારે, અન્ય અતી ઉપકાર. મ૦ ૧૪
પ્રત્યેક બાબત પારખી કાઢી, લક્ષ લગાડી અધીક;
સમજાવતા તમે યુક્તિ સહીતે, ઉરે ઠસાવી ઠીક. મ૦ ૧૫
જ્ઞાન ઠસાવ્યું ઠીક કરીને, ટાળી અવિદ્યા અંગ;
તે કોઈનું ફેરવ્યું ન ફરેને, લાગે ન બીજો રંગ. મ૦ ૧૬
નીતિની વાત નિયમસર કે'તા, આવે ન બીજો બાધ;
જેમ અમારો સ્વાર્થ સરે તેમ, અક્કલ આપી અગાધ મ. ૧૭
ઇશ્વરનું ઓળખાણ કરાવ્યું, આપી જ્ઞાન અમીત[2];
એજ ખતી આભાર તમારો, કેમ વળે કઈ રીત. મ૦ ૧૮
કેક મહેતાજી આવી ગયાને, આવશે અન્ય[3] અનેક;
પણ માહેશ્વર નીપજવા નથી, એનો જેવા એ એક. મ૦ ૧૯
આપ સ્વભાવ હમેશ હેતસ્વી, સૌ જન સાથે સ્નેહ;
વેર વિરોધ ન કોઈની સાથે, ધન્ય ગણું છું એહ. મ૦ ૨૦
જન્મ મરણ[4] છે સર્વ જગતને, નામજ એનો નાશ;
નાની વયે વપુ ત્યાગ કર્યું છે, અંતર એથી ઉદાશ. મ૦ ૨૧
ફેલાઈ ગઇ છે છેક ઉદાસી, સર્વ વિશે આ વાર;
ક્લેશ સહી કલ્પાંત કરેછે, નાનાં મોટાં નરનાર. મ૦ ૨૨
દુઃખી નરોનાં દૃષ્ટાંત દઈને, કેળવિ ક્રોડ પ્રકાર;
સંસાર સંબંધી વાત વિષે વળી, ગોઠવ્યું જ્ઞાન અપાર. મ૦ ૨૩
આજ આ ઘા પડિયો ઘટમાં તે, કેમ કરી રૂઝાય!;
વર્ષ અનેક વીતે પણ આખર, વા'લમ નહી વીસરાય. મ૦ ૨૪

૧ સર્વ. ૨ ઘણું. ૩ બીજા. ૪ મર્ણ. ૫ શરીર.

રાત દિવસ બહુ રૂદન કરિયે, સંભારી સ્નેહ સદાય;
આક્રંદ વિના અન્ય અમારો, દેવ આગળ શું ઉપાય? મ. ૨૫
પ્રીતિ પ્રમાણે પીડા રે પામે, સ્નેહ પ્રમાણે શોક;
વલ્લભદાસ વિલાપ કરેછે, આખર સઘળું ફોક;
મહેશ્વર સ્નેહ સંભારીરે, બળે બહુ છાતી અમારીરે. મહે. ૨૬



## ઈંદ્રવજ્રા છંદ.

પ્રીતિ ગુરૂ શિષ્યની વૃદ્ધિ પામો,
ઉદ્દેશ આનો જન! એજ જાણો;
શિક્ષા લહો વાંચી વિયોગી પીડા;
પ્રેમે કરો પ્રત્યુપકાર ક્રીડા. ૧

સમાપ્ત.



# आश्रय पत्र.

૫૦ શિવશંકર વર્ધમાન રાજકોટ.
૨૫ જાદવજી મહાવજી શિહોર
૨૫ કરશનજી ભાઇચંદ શિહોર.
૨૦ રવીશંકર અંબાશંકર મહુવા
૧૫ ડાહ્યાભાઇ વેણીરામ મહુવા
૧૫ ત્રિભુનદાસ જાદવજી મહુવા.
૧૫ બાપુભાઈ માધવજી કુંડલા
૧૦ અર્જુન નાનજી મહુવા.
૧૦ નારાયણદાસ સામજી મહુવા.
૧૦ વૃજલાલ આનંદજી મહુવા.
૧૦ જીવતરામ બળવંતરાય મહુવા.
૧૦ ભાણજી જીવરાજ ભાવનગર
૧૦ છગનલાલ જયચંદ વળા
૧૦ ભીમજી લક્ષ્મિરામ મહુવા
૮ મૂળજી મહાવજી મહુવા
૮ જાદવજી ગોપાળજી મહુવા
૫ નાનજી મહમદ મહુવા

૫ પિતાંબરદાસ ગોવિંદરામ મહુવા
૫ મયાશંકર હરીશંકર મહુવા
૫ નરોત્તમદાસ માલજી મહુવા
૫ નાનજી ઝાલા મહુવા
૫ શેલકરામ વિશ્વનાથ સલાયા
૫ જીવન પરમાનંદ મહુવા.
૫ વિશ્નુરામ ઠાકરશી મહુવા
૫ દામોદરદાસ નાથાભાઇ કુંગર
૫ ત્રિભુવન રામજી કુંડલા
૫ ભગવાન કરશન કુંડલા
૫ નાનબાઈ ભગવાન મહુવા
૫ ગોપાળજી બેચર મહુવા
૫ ધનજી ગીગા મહુવા
૪ નારણ મામૈયા મહુવા
૩ લલુ કાળીદાસ મહુવા
૬૫ મહુવા ખાતે પરચુરણ
૨૬ રાજકોટ ટ્રેનીંગ સ્કુલના સ્કોલરો.



